શ્રી

# વિદ્યાપ્રતાપ.

## નાટકના ઑપેરા.



શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

રચીને પ્રસિદ્ધ કરનાર


**રાવળ ત્રંબકલાલ દેવશંકર.**

શ્રી વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલેક.

વડોદરા.





આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૩. સન ૧૯૧૭.

અમદાવાદ શાહપુર વનમાળી વાંકાની પોળમાં **હરિભાઇ** દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપ્યા.


કીંમત રૂ. ૦-૨-૦.

# વિદ્યાપ્રતાપ નાટકનો ટુંક સાર.




પ્ર. ૧ લો—સુત્રધાર તથા નટી વચ્ચે નાટ્ય પ્રયોગ વીષે વાતચીત.

પ્ર. ૨ જો—સ્થળ બગીચામાં—સ્કુલની છોકરીઓનો વીદ્યા તથા લક્ષ્મી વીષે સંવાદ. વિદ્યાનો વિજય બાદ માસ્તરનું આવવું, ત્યાં પ્રચંડસેનને શાળા ભળાવી પોતાનું દરબારમાં જવું, બાદ પ્રચંડસેને નીશાળીયાને રજા આપી રાજકુંવરી સૌંદર્યમાલતિ પાસે પ્રેમની માગણી કરવી, કુંવરીએ કરેલો તિરસ્કાર.

પ્ર. ૩ જો—ભાનુસીંહ તથા પ્રધાનનો કુંવરી માટે યોગ્ય વરની તપાસ કરવાનો વીચાર પ્રધાનપુત્રને સગપણ કરવા મોકલવા નીશ્ચય.

પ્ર. ૪ થો—પ્રચંડસેનને કુંવરીયે કરેલા અપમાન માટે વેર વાળવાની દાઝ બાદ તેના સ્વામીને શોધવા માટે આવેલી ખબર માટે ખુશી થઇ પ્રદેશ નીકળવું.

પ્ર. ૫ મો—કાળીદાસ અને છોકરા વચ્ચે હાસ્ય વીનોદ, બાદ કાળીદાસ મુર્ખ હોવાથી તેની સાથે કુંવરીને પરણાવવા પ્રચંડસેને રાજાનો પોશાક પહેરાવી તેને પોતાના દેશમાં લઇ જવો.

પ્ર. ૬ ઠો—ભાનુસીંહે કાળીદાસની તપાસ કરી પ્રચંડસેને તેની મુર્ખામીને

છુપાવવી, બાદ રાજા ઘડીયાંલગન લઇ કુંવરી સાથે કાળીદાસને પરણાવવો.

પ્ર. ૭ મો—લગ્નની ખુશાલીમાં સૌંદર્યમાલતિનો તેની સખીઓ સાથે શ્રંગાર વીનોદ.

પ્ર. ૮ મો—સૌંદર્યમાલતિનું શયનગ્રહ. સૌંદર્યમાલતીનું સ્વામી સમાગમમાં આવવું, કાળીદાસનું મુર્ખપણું જાણવું, પ્રચંડસેનનો પ્રપંચ સમજી સૌંદર્યમાલતિનું રોઈ ચાલ્યા જવું, કાળીદાસે તેનો હાથ પકડી કહેવુ કે મને મુર્ખ મટાડી ડાહ્યો કર. જવાબમાં સૌંદર્યમાલતિ કહેછે કે મહાકાળી કરે ને તેમ થાય મુર્ખપણામાં એજ વાકયને બોધરૂપ માની ત્યાંથી મહાકાળીને શોધવા જવું, બાદ કુંવરીનો તેની પાછળ વૈરાગ.

પ્ર. ૯ મો—ભાનુસીંહનો કુંવરીના લગ્ન વીષેનો આનંદ બાદ દાસી માર્ફત કાળીદાસ તથા કુંવરીના ગુમ થવાના સમાચાર, પ્રચંડસેનનો પ્રપંચ જાહેર થવો પ્રધાનનો તેના પુત્રને ફીટકાર દેવો, અને રાજાએ કુંવરીની શોધ અર્થે રાજ છોડી નીકળી જવું, પ્રચંડસેનને દેશનીકાલ.

પ્ર. ૧૦ મો—દેશનીકાલ થયેલા પ્રચંડસેનનો તથા કાળીદાસનો મેળાપ, તથા મહાકાળીને બાને કાળીદાસને મારી નંખાવવા કરેલો પ્રચંડસેનનો પ્રપંચ, ત્યાં મહાકાળીનું કાળીદાસ પર પ્રસન થવું, બાદ સૌંદર્યમાલતિનું જોગણ વેષે ત્યાં આવવું ત્યાં પતી પત્નીનો મેળાપ ભવાનીની આજ્ઞાનુસાર ભોજના દરબારમાં જવાનો નીશ્ચય, બાદ પ્રચંડસેને તેના પહેલાં ભોજ પાસે જઈ કાળીદાસને મારી નંખાવવાનો નીશ્ચય.



# અંક બીજો.



પ્ર. ૧ લો–ધારાનગરીમાં રૂપસુંદરી નાયકાના ઘરમાં પ્રચંડસેનનું ઉતરવું, બાદ તેણે ભોજરાજાની મુલાકાત અર્થે કરેલું તરકટ.

પ્ર. ૨ જો–રસ્તામાં સર્વેનું ભોપાળું ખુલ્લું થતાં પ્રચંડસેનને પકડી મારવો, ત્યાં ભોજરાજાનો મેળાપ, સર્વેને ઉપદેશ આપી નોકરીમાં દાખલ કરવા.

પ્ર. ૩ જો–ભાઇશંકર ભુખલી નામનો ભીક્ષુક બ્રાહ્મણ દરીદ્રી હોવાથી પોતાનો પ્રાણ ત્યાગ કરવાનો નીશ્ચય, કાળીદાસનું આવવું અને તેને આપઘાતમાંથી બચાવવું, બાદ એક ટેલ આપી ધારા નગરીમાં નાંખવા ભાઈશંકરને સુચના ભાઇશંકરનો હાસ્યવીનોદ.

પ. ૪ થો–રસ્તામાં ભાઈશંકરને ટેલ નાખતાં ત્યાં મહારાણી ભાણુમતીનું દરશને જવું, ટેલનો અવળો અર્થ કરી રાણીએ સીપાઇ પાસે બ્રાહ્મણને પકડાવવો બાદ બ્રાહ્મણને તથા કાળીદાસને બીજે દીવસે મહારાજની રૂબરૂ લાવવા કરેલો હુકમ.

પ્ર. ૫ મો–ભોજનો દરબાર, સર્વે દરબાર કાળીદાસ તરફથી વીરૂધ બાદ કાળીદાસે ટેલનો અર્થ કરવો તે સાથે ભોજરાજાએ ખુશી થઈ સીરપાવ આપવો તેના આશીર્વાદમાં ભોજરાજા વીશેષ ખુશી થઈ પોતાના દરબારમાં પોતાના સર્વ પંડીતોમાં મહાકવીની પદવી સાથે મોટાઇનું માન આપી દરબારમાં

દાખલ કરતાં પ્રચંડસેનનું બળવું, રૂપસુંદરીનું કવી કાળીદાસ પર આશક થવું આનંદ ઉત્સવ.

પ્ર. ૬ ઠો–કાળીદાસ પર મોહીત થયેલી રૂપસુંદરીનો બેભાન અવસ્થામાં કાળીદાસને મળવા જવાનો વીચાર.

પ્ર. ૭ મો–કાળીદાસના મહેલમાં રૂપસુંદરીનું દાખલ થવું, વીરહના આવેશમાં અગ્નીના અંગારાને પુષ્પ ગણી હાથમાં રાખી કાળીદાસને વધાવવા, ત્યાં કાળીદાસનો ઉપદેશ તથા રૂપસુંદરી કાળીદાસને પોતાના ગુરૂ માની પીતા તુલ્ય ભજવા બાદ કાળીદાસનો તેમની સ્ત્રી સૌંદર્યમાલતિ સાથેનો શ્રંગાર વીનોદ.

પ્ર. ૮ મો–જંગલમાં ભોજ રાજાનું શીકારે જવું, ત્યાં પાણીની ત્રશા લાગવાથી રાજાના પ્રાણ જવાની તૈયારી તે વખતે કાળીદાસે પાણી પીવાનું કહેવું, તથા રાજાને રાણીનું મોહું જોયા સીવાય પાણીનો છાંટો જીભ પર ન મુકવો એવી પ્રતિજ્ઞા હોવાથી કાળીદાસે રાણીની પ્રતીમા મહાકાળીના વરદાનથી ચીતરી આપવી બાદ પોતે પાણી લેવા જવું, ત્યાં પ્રચંડ-સેનનો પ્રપંચ કાળીદાસને ભાણુમતી સાથે ખરાબ વહેવાર છે એવું સમજાવી ભોજરાજાને ભરમાવવું.

પ્ર. ૯ મો–પ્રચંડસેને જનાનાની એક દાસીને લાંચ આપી ફોડવું, બાદ દાસી મારફતે રાણીને કાળીદાસ વચે આડો વહેવાર છે એમ રાજાને સમજાવવું, કાળીદાસ અને ભોજ વચે થતા વીનોદમાં રાણીએ હસવું. ભોજનું સંકાએ ભરાઇ રાણીને જનાનામાં મોકલી કાળીદાસને ગરદન મારવાનો હુકમ.



# અંક ત્રીજો.



પ્ર. ૧ લો–રૂપસુંદરીનું જોગી વેશે પોતાના ગુરૂ કાળીદાસને છોડાવા જવું.

પ્ર. ૨ જો–ચંડાળોને લાંચ આપી પોતાના ગુરૂને રૂપસુંદરીયે છોડાવવા. ચંડાળોને વચન આપવું કાલીદાસે પોતાનું મોં જીવતા સુધી ભોજરાજાને નહી બતાવીશ.

પ્ર. ૩ જો–રૂપસુંદરીનું જાહેર થવું ને કાળીદાસને પોતાને ઘેર યોગી વેશમાં છુપા રાખવા.

પ્ર. ૪ થો–ભોજનો મહેલ રાણીનું સતીત્વ ભોજ પાસે જાહેર થવું બાદ વીના અપરાધે કાળીદાસનો વધ કરાવવાથી ભોજનો પસ્તાવો પ્રચંડસેન તથા કુછંદી દાસીને સજા ત્યાં સૌંદર્યમાલતિનું આવવું ને પોતાના પતિ કાળીદાસના વરદાથ હોવાથી ચાંડાળોના હાથથી મરે નહીં એમ ધારી તેને શોધવા એક અધુરી સમસ્યા ભોજ મારફતે દેશમાં પુર્ણ કરવા ફેલાવવી.

પ્ર. ૫ મો–રૂપસુંદરીનું ઘર. રૂપસુંદરીની લાવેલી અધુરી સમસ્યા કાળીદાસે પુરી કરી બાદ પોતાના ગુરૂને કલંક રહીત કરાવવા ભોજના દરબારમાં જવાનો વીચાર.

પ્ર. ૬ ઠો–ભોજનો દરબાર. ભોજની સમસ્યા રૂપસુંદરીયે પુરણ કરવી બાદ ભોજને શંકા જવાથી કાળીદાસનો પત્તો આપવા રૂપસુંદરીને કહેવું રૂપસુંદરીયે કવી માટે અભય વચન માગી લેવું

પ્ર. ૭ મો–સૌંદર્યમાલતિનો **મહેલ.** ત્યાં રાણી ભાણુમતિએ આવી સૌંદર્યમાલતીને તેના પતિ મળવાની વધામણી આપી બંનેની વિનોદ ક્રીડા.

પ્ર. ૮ મો–રૂપસુંદરીનો મહેલ. રૂપસુંદરી અને કાળીદાસનો વીદ્યાવીનોદ ત્યાં ભોજરાજાનું આવવું, કાળીદાસે ચાંડાળો સમક્ષ પ્રતીજ્ઞા માટે કટાર ખાઇ મરવું તેની પાછળ રૂપસુંદરીયે કરેલી ભુલનો પસ્તાવો કરી મરવું, બાદ ભોજનું મહેલમાં દાખલ થવું, સૌંદર્યમાલતીનો પોતાના પતિની પાછળ સતી થવાનો નીશ્ચય બાદ ભોજરાજાએ કરેલી ભુલનો પસ્તાવો કરી મરવા જતાં એકદમ મહાકાળીયે પ્રગટ થઇ કહેવું કે તેમની આયુષ્ય થઇ રહી છે તેથી તારૂં અરધું આયુષ્ય આપ તેમને સજીવન કર એમ કહેવું ભોજરાજાએ તેમ કરી સજીવન કરવા બાદ સરસ્વતીની માતા પ્રત્યેની સ્તુતિ, માતાનો આશીર્વાદ સાથે નાટયની સમાપ્તી.



# પાત્રોની સમજ.

---

સુત્રધાર, નટી બાળાઓ—નાટ્યકાર સ્ત્રી પુરૂષ.

ભાનુસિંહ—રત્નપુરીનો રાજા.

પ્રધાન—તેનો દીવાન.

પ્રચંડસેન—પ્રધાન પુત્ર.

કાળિદાસ—ભોજરાજાનો પંડિત શિરોમણી.

ભોજરાજા—ધારાનગરીનો ચક્રવર્તી મહારાજા.

રૂપચંદ—નગરશેઠનો પુત્ર.

ભાઇશંકર ભુખલી—એક ભીક્ષુક બ્રાહ્મણ.

મહાકાળી—દેવી.

ભાણુમતી—ભોજરાજાનાં પવિત્ર પત્ની.

સૌંદર્યમાલતી—ભાનુસિંહની પુત્રી, કાળિદાસની સ્ત્રી.

રૂપસુંદરી—ધારાનગરીની ગુણિકા.

મોઘી—તેની દાસી.

બાદ પંડિતો, દરબારીઓ, ફોજદાર, સિપાહીઓ, વારાંગનાઓ છોકરાઓ, દાસીઓ, ચંડાળો, ડોસી, ચોપદાર, દાસ દાસી વગેરે.

ફલ્લ ૮

# વિદ્યાપ્રતાપ.

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો.



સુત્રધાર— ૧

ઓમ્ (૨) ઉમાનાથ પ્રણમી પ્રભુ જોડી હાથ
શુભ કાર્ય સમારંભે ગુણ આપ ગાઇએ
જય જય જગત બાપ સુમતી આપ કુમતી કાપ,
સફળ અમ પ્રયોગ સ્થાપ યાચના એ યાચીએ—ઓમ્

નટી, બાળાઓ— ૨

બોલો બોલો ઓ બાળાઓ વિજય કોનો થાય છે ?
વિષ્ણુ પ્રિયાનો કે માત શારદાનો જય જગત માંહી થાય છે

બાળાઓ—લક્ષ્મીવાળાને ભય અતિ ભારે
રાજમાં દંડાય ચોરી થાય છે
સદગુણી સાચા શારદા સેવકનો ચીંગતે ડંકો દેવાય છે.

વિદ્યાર્થીઓ— ૩

ભજો મા શારદા નીત પ્રીત ધરી વિદ્યા રસ પીયો ઘટ ભરી
ઉચ્ચારો વિચારો માત સ્મરી સ્મરી—ભજો૦

મનની કુબુદ્ધિ ટાળે પાપો પળ માંહી પ્રજાળે
અંતરયામી પ્રભુ ઓળખાવે;
વારેવા માતુ અકળગતિ તારી કળી શકે નહિ કોઈ કાંઇ—ભજો.

છોકરીઓ— ૪

મુદભર મનહર વીકસીત તરૂવર નીરખીને નયન અતિ ઠરતાં
ઝરમર ઝરમર ઝરણાં ઝરતાં પરમાનંદ ઉરે ભરતાં
કાળી કોયલ મનહર મેંના મધુર મધુર રવ ઉચરતાં
જાત જાતનાં વિવિધ ભાતનાં અંબુદ નભમાં વિચરતાં
રમણિય ઉપવન નંદનવન સમ શાન્તિ શાન્તિ અંતર કરતાં.

દાસીઓ— ૫

ખીલ્યો કેવો તારો જોબનીયાનો બાગ જો
ગોરા ગોરા ગાલ કે સુમન ગુલાબ છે
ભાગ્યશાળી ભમરો એ ચુસસે પરાગકો
શુભ ગુણ કમળો ખીલ્યાં છે મનહર
ભમરો રસ લેવા તેનો તલસે છે....જો.

સૌંદર્યમાલતી, પ્રચંડ— ૬

જારે જારે ધુતારા પીંજારા દુર થારે
હું રાજકુમારી છંછેડ્યાથી તારી, બહુ થાશે ખુવારી

પ્રચંડ—મારા વેરનું ઝેર અતિ ક્રૂર છે
સૌંદર્ય૦—હું પાસે શું તારી મગદૂર છે
પ્રચંડ—કહ્યું માન

**સૌંદર્ય૦**—જા હેવાન એ નાદાન શ્રીરામ પ્રભુ મારે રખવાળે છે
તું જખ મારે છે.

**છોકરાઓ**— ૭

આવો દોસ્ત આવો રમતાનો રંગ ઉડાવો
નોખા નોખા ભેરૂઓ ઉપાડો લાવો લાવો ગેડી દડો
બથોબથ આવી જાઓ બળ હોય તો બતલાવો
ઝાડ ઝાડ ચડી કુદો સૌ મળી નાચો ખુંદો
રજાનો છે દીન રૂપાળો મોજ ને મઝામાં ગાળો.

**કાળિઓ**— ૮

હાલો હું આવું ખુબ ખુશી થાવું ગીતડાં રૂડાં ગાવું
મને તો મંમં મળે તો ગદગદીયાં થાયસે
ઢોરાં ચારૂં ને મોજ હું માણું ચોપડી ઝાઝી ખાઉં—મને તો.
દીલડું ઠારૂં હુવા લલકારૂં ઘાયલ હું કહેવાઉં—મને તો.

**સૌંદર્યમાલતી, દાસીઓ**— ૯

થાવ નમેરી ન થાવ સખીના સતાવ મુને ના મુંઝાવો
દાસી—રમર રસના રંગે રંગાવ અતિ ઉમંગે સ્વામીની સંગે
જોબનીયાનો લ્યો લ્હાવો

**સૌંદર્યમાલતી**— ૧૦

દશા બુરી કરી શ્રીહરી માહરી દશા બુરી કરી
પાપી પ્રચંડ શું કામ વાળ્યું વેર આમ દાઝ્યાપર ડામ દીધો બદનામ
વ્યાહીણું દુઃખ સાગરે હાય ડુબાવી કર ધરી

પ્રચંડસેન આ પાપીયા રાખી નહી કાંઇ વાણુ
ગમાર ગોતી લાવ્યો મારો પ્રીતમ પ્રાણુ......દશા.

સૌંદર્યમાલતી— ૧૧

બની જોગણુ ધરી કફની પતીને શોધવા માટે પતીને શોધવા માટે

* * * *

જાઉં પ્રેમની વાટે હું નાવા પ્રેમને ઘાટે
મળે તો મેળવું ફળ એજ મારા પ્રાણને માટે—પતિને૦
સાગર પ્રેમને મોઝાર હું પ્રેમ તુંબડે તરનાર
મુખથી પ્રેમનો ઉચ્ચાર કરતાં પહોંચું પેલે પાર—પતિને૦

સૌંદર્યમાલતી— ૧૨

કાગ લઇ જા આ વાર સંદેશો ભરથાર
આવીછે પ્યારી શોધમાં તમારી વન વન વગડે ગાંડી ઘેલી રખડે
નીત્યે ઝરેછે આંસુની ધાર વીરહઅગ્નિથી બળતી બચાવો—કાગ.

સૌંદર્યમાલતી— ૧૩

કમળ ડાલી તન શીદ કંપાવે દીલ દયા જરા ના આવે
અભાગણી આ અબળા નારી જળ માંહી ઝીપલાવે
તારે શરણે આવે તેને કાં તું અટકાવે

કાળિદાસ— ૧૪

કમળ ડાલીને કહેછે તુજને નથી સ્વામી સર માંહી
કાળી પ્રતાપે સુખીયો થઇને સજ્જન ઉભો આંહી
તન તારૂં નહી તજ પ્યારી દ્રષ્ટી કર મુજ ભણી મનોહારી

સૌંદર્યમાલતી— ૧૫

વાવા વાલા શું ઠાલા શરમાઓછો
શાને કાજે શરમાઓ છબીલાજી આવો
અલબેલાજી અંતર ઠારોને મન મોહન પર તનમન વારૂં
આવો વાલા ચાલો અકળાઓ આમ શું

મહાકાળીની કૃપા થકી મટી મુજ મતી મંદ
પ્રસન્ન થયો અતી પ્રેમદા ભેટી પામું આનંદ



## અંક ૨ જો.

રૂપસુંદરી— ૧૬

જુઓ જુઓ જુવાની જોયા જેવી આ છે જામી
નયન બાણુ મારી કરૂં ઘાવ કારી સંત સ્વામી બનાવું હું કામી
ભોળા ભમાવું હું ફુક્કડ ફસાવું છું પ્યારીની પદવી પામી
ચાલ ગજ ગામીની કામણુ કામીની રૂપ ગુણો નહી ખામી
પરાક્રમી પુરા શાણાને શૂરા તો સેવા કરે શીરનામી

રૂપસુંદરી— ૧૭

જાઓજી જીવન જાઓ અલબેલા અળગા થાઓ
શ્યામા ના સતાવો પ્યારા છો પ્રીતમ પ્રાણુ છબીલા છેલડા
પીયુ પરવશ કરી અબળા બીચારી ખરી મારો નહીં મોહન બાણુ

અરજી ન ઉરે ધારી વીનતી કરી હુ હારી
જાણુ થઈ બનો ના અજાણુ છબીલા

રૂપસુંદરી— ૧૮

મુજ ઘરમાં આ માણુસ આવ્યો વીરપુરનો થઇ મહેમાન
મેં પણ સારો સજ્જન માની આપ્યું માન બની નાદાન
મને કહે આ શહેર મહીં રસ્તામાં મોટું કઉતક થયું
નાગરવેલી ગજ ગજ લાંબા પાનનું અહીંથી ગાડું ગયું
અચરજ માની ઝટપટ ત્યાંથી પાન એહ લેવા ચાલી
બાકીનું રૂપચંદશાહ કેશે માથે વીત્યું જે ખાલી

રૂપચંદ–રૂપસુંદરી પાસે હું આવ્યો હોંશે મોજ મજા કરવા
ત્યારે આ બુચ્યો કે મુજને યાર સાથે તે ગઇ ફરવા

રૂપસુંદરી–વળી કહે મુજને આવ્યાતા રૂપચંદશાજી મળવા
બીજી પ્યારી કરી ગયા તે લાગી તેથી હું બળવા
વેર વાળવા શોક ટાળવા જલદી જલદી દોડી ગઈ
બીજું કહેશે મા આ મારી જે જે તેને માથે થઈ

ડાશી–મેં આવીને એને પુછ્યું રૂપસુંદરી નહીં અહીં છે
ત્યારે કાળા મોઢાનો ધણી કહે સ્નાન કરવા ગઇ છે
મેં માન્યું માંદો વર મારો મુઓ હશે મન એ બીતી
આ પાપીના પ્રપંચ થકી અમ પર આજે બહુ બહુ વીતી

બાદશંકર ભુખલી— ૧૯

બની જાઉં હવે મોટો બાદશાહ ભલભલાના પછી હીસાબ શા
ભટાણી મળશે મુખડું મલકાવશે બીડલાં ચલરાવશે અહોહોહો

શ્યામાને શેઠાણી કરશું હું શહેરનો શેઠ અમીર લોક આવે દોડયા કરવા મારી વેઠ જોઈ દમામ ડરે તમામ ફરે પાછળે ભરે સલામ ચલાવ ગાડી પડખે લાડી એકદમ જાવું ચોપાટી

સુરેખા— ૨૦

આવ્યો આવ્યો ચાતુર માસ વાદળ ચડીયાંરે
કરે દામીની નીત પ્રકાશ..........વાદળ
ધર્યાં નવીન ધરાયે ચીર..........વાદળ
પણ મન ધરે નહી ધીર...........વાદળ

રૂપસુંદરી— ૨૧

કવી કવી કરતાં મારી કાયા કરમાણીરે (૨) તોયે દયા ન આણીરે
વીના તમ પ્રીતમ પ્યારા મહીર માનું અકારાં
ગોરા ગુણીયલ તમવીણ આ ગોરી ગભરાણીરે (૨)....તોયે૦
ભોળાને ભાવે ભેટી આલીંગને લપેટી
અનંગના રંગે કદી રામા ન રંગાણીરે (૨)....તોયે૦
આવો આવો અલબેલા કામણગારા કવી વેલા
વીરહે તલસાવો કાં હું રંક પ્રાણી (૨)....તોયે૦

રૂપસુંદરી, મોંઘી— ૨૨

બેન બાંધીને પ્રેમ કેમ આમ બની બેભાન તું
ચીત ચોટયું શું જોઇ માયામાં મોહી
પારકી વાતની તારે પંચાત શી બોલકો થા નહીં..બેન૦
રૂપ ધનનું નથી મારે કામ મારો છેલ છબીલો એ શ્યામ.
જયારે મળશે ત્યારે થશે અંતર આરામ

રૂપસુંદરી— ૨૩

કાળજાુ કોરીને કવીરાજ મુજ પ્યારા પ્રેમે પોઢ્યા શું પલંગ;
મુખડું જોઇને ભાન ભુલી ગઇ હું
વ્હાલા આપ વિના હું વ્યાકુળ થઇ છું
ઉઠો પ્રાણ ગુણવાન સુખખાણ મુજ પ્યારા પ્રેમે.

કાળિદાસ— ૨૪

કુતી તુલસી જ્યમ તારી એ નારીરે (૨)
તમ બંનેનો પ્રેમ તેટલો ન્યાળું નજરે ફેર એટલો
એહ પુરૂષ તું નારી—કુતી.
રજ્જુગણી નવ સર્પે ધર્યો ડર અંગારા તેં લીધા નીજ કર
દગ્ધનો ભય નવ ધારીરે—કુતી.
મુડદાં પર બેસીને આવ્યો મમ મળવા તેં કોટ કુદાવ્યો
હિમ્મતથી નવ હારીરે—કુતી
મુજમાં છે તુજ મતી જેવી પ્રીતિ પ્રભુથી તું કર તેવી
સુધરે જીંદગી સારીરે—કુતી.

સૌંદર્યવતી, કાળિદાસ —૨૫

સુઘડ શીશજી ચાલો ચાલો ને ભામા ભેદ ભણાવે
ગુરૂ ગુણિયલ આવું આવું જો સંગ મોજ મણાવે
સુરજ તમને પુજશુંરે ભર મોતીયોનો થાળરે
બે ઘડી મોડા ઉગજે મારો સાહ્યબો ખેલે શીકારરે
મારો ચેલો ખેલે શીકારરે—ચાલો.



# અંક ૩ જો.

---

રૂપસુંદરી— ૨૬

ધ્યાન તારૂં ધારૂં વ્હાલા કદી ના વિસારૂં
જ્યાંહી જ્યાંહી જોઉં ત્યાંહી છબી એ નિહાળુ વ્હાલા
સગપણ સંસારીયાનું ઉરેથી અકારૂં વ્હાલા-કદી.
મોહનવર ઉપર મારૂં તન મન વારૂં વ્હાલા-કદી.

રૂપસુંદરી— ૨૭

ફાંસી ફંદા થકી હું છોડાવું ગુરૂરાય
હા જાઉં છોડાવું ભલે પ્રાણ જાય—ફાંસી.
જ્ઞાનના ભંડાર મોક્ષના દાતાર છોડાવું આ વાર-ફાંસી.

કાળિદાસ— ૨૮

જોડી કર વીનવું વિશ્વપતિ પ્યારા આધાર એક તારો
વિભુ વિશ્વંભરા કરે સ્હાય સ્નેહથી બાળની તારા
નહિ તો અપાર પાપ નહિ થાશે ન્યારા-હરિ હવે મારા....

રૂપસુંદરી— ૨૯

જંજાળ તજી જગદીશ્વર જીવ જપીલેરે
જુઠી આ જગની છે બાજી તેમાં રાચી શું થા રાજી
યૌવન મારૂં ધન મારૂં, મારૂં એ કહેવાય છે
સૌ તારૂં તે ન્યારૂં થવાનું આંખ જ્યાં મીંચાય છે
મદ માનમાં ગુલતાનમાં આયુષ્ય એળે જાય છે
સગપણ સંસારી રાખતાં ગિરધારીવર રીસાય છે

કાળિદાસ— ૩૦

હે હરિ કૃપા મુજ પર ભારી દયા દર્શાવી
આપ પધારી દયા દર્શાવી
મને મૃત્યુથી લીધો બચાવી—હે હરિ.
આ છે ઉપકાર અમાપ બદલે તવ ચરણે મમ પ્રાણ
વંદુ વારંવાર અહો કીરતાર દયાના ભંડાર
આવ્યા મમ વા'ર લીધી ઝટ સાર
અચાનક આવી મુને હરખાવી—હે હરિ.

કાળિદાસ— ૩૧

મંગળ હુવે તો મારે તો જંગલમાં
આલેક જગાવું હું મહિતાળમાં
પરમ પિતાને પદ ચિત્ત ધારી
ધ્યાન ધરૂં નિર્લેપ સ્થળમાં.

કાળિદાસ— ૩૨

મરી જાવું છે માયા મેલીરે (૩)
આરે કાયામાં બાગ બગીચા
તેમાં વાસના રૂપે છે વિષવેલીરે (૩) માયા
ધાઇ ધુતીને ધન ભેળું જ કીધું
સાથે ન આવે અધેલી (૩) માયા.
નારાયણ એક નાણું સાચું
કમાઇ ભરી લ્યો સાથે થેલી (૩) માયા.

નાયકાઓ— ૩૩

સાદર કર કર કાનાં કો નીહાલને દે
સાદર કર કર લાવ દવારમેં પ્રેમ બારમેં દીલદારમેં
એ ગુણશાળી તાંત્રતાળમેં જન મનરંજન નાચત થનગન
કુંજાવકારી આનદકારા યે બ્રહ્મચારી બારબાર
વપુ હ્રદયકમળ બીચ મોહન રૂપ હર્ષદ મનમોહન.
અધર મોરલીધર પીતાંબરધર વારવાર મો નીહાલ દે.

સૌંદર્યમાલતી— ૩૪

પીયુ પરવશ કરી છોડી ગયા શું
તલસી તલસી દીનરે ન જાય
બહુ લ્હાય હાય લાગી તનમાં
પીયુ પીયુ કરતાં પ્રાણ જાય
હવે ઝુરી ઝુરી મરૂં એક પળમાં

ભાણુમતી, સૌંદર્યમતી— ૩૫

વાહ વાહ વરઘેલી વાલમજીથી વિનોદ કરો
દુઃખિયારાને કાં દુખવો છો
જાણ થઇ શું અજાણ બનો છો આવે તારો પ્રાણ
વિરહાનળથી બળતી કાયા મારી છે આ ધખધખતી
વરશા થાશે પતિ મિલનની સાચી કહું વાણ
વિરહી બાળા મૂકો ચાળા છેલછોગાળા અંતર લ્યાળા—આવે.

# સમાપ્ત.

# જાહેર ખબર.

## નીચે લખેલા ઓપેરા કંપનીમાંથી રોકડી કીંમતે મળશે.

| | | |
|---|---|---|
| જગતસિંહ | ...નાટકના ઓપેરા... | રૂ.૦-૨-૦ |
| શૈલબાળા | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| ઇન્દુમતી | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| રમણસુંદરી | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| સંસારી સાવિત્રી | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| સીતા સ્વયંવર | ..નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| પ્રેમની પુતળી. | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| કામાંધનાં કાવત્રાં | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| સુશીલ સુંદરી | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| દારા ઔરંગઝેબ | ..નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| કળિયુગની સતી | ...નાટકના ઓપેરા... | ..૦-૨-૦ |
| વેરની વસુલાત | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| નરસિંહ મહેતો | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| મીરાંબાઇ. | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| ગોપીચંદ | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| ધ્રુવકુમાર. | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| ભક્તરાજ પીપાજી | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| સુર-સ્યામ | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| રાધા પ્રેમભક્તિ | ...નાટકના ઓપેરા... | ..૦-૨-૦ |

નરસિંહ મહેતો, મીરાંબાઇ, ગોપીચંદ, ભક્તરાજ પીપાજી, ધ્રુવકુમાર, સુરસ્યામ તથા રાધા પ્રેમભક્તિ નાટકની ભાષણ સહિત મોટી બુકો આઠ આનાની કીંમતે કંપનીમાંથી કોઇપણ વખતે મળી શકશે.

**ગ્રન્થ કર્ત્તા.**